શ્રીરુક્મિણીમાધવો જયતિ.

# શ્રી માધવરાયજીના વિવાહનાં

# કીર્તનો.


સંગ્રહ કરી પ્રગટ કર્યાં,

સેવક મૂળજી વિ૦ દામોદર.



૫૩ કાન્હેલ, કાલબાદેવી મુંબઈ.

સંવત ૧૯૭૯. ] [ ઇ. સ. ૧૯૨૨.

ન્યોછાવર–

શ્રીકૃષ્ણઃ શરણં મમ.

શ્રીરુક્મિણીમાધવો જયતે.

# શ્રી માધવરાયજીના વિવાહનાં

# કીર્તનો.

સંગ્રહ કરી પ્રગટ કર્તા,

સેવક મૂળજી વિ૰ દામોદર.

૫૩ કાન્હેલ, કાલબાદેવી મુંબઈ.

સંવત ૧૯૭૯. ] [ ઇ. સ. ૧૯૨૨.

-ન્યોછાવર-

શ્રીકૃષ્ણ: શરણં મમ.

શ્રીમાધવપુરના કીરતનીયા



દાસાનુદાસ ચરણરજ માધવપુરના રહીશ

**જોશી મુળશંકર કલ્યાણજી કીરતનીયા.**

શ્રીમાધવરાયજીના સેવક



માધવપુરના રહીશ

સેવક શામજી વંદરાવન હરજી.

# પ્રસિદ્ધ કર્તાનો ખુલાસો.



શુદ્ધ હો કે અશુદ્ધ; સૈકાઓથી શ્રીરુક્મિણીવિવાહ પ્રસંગે બોલાતાં આ પદો જેવા સ્વરૂપમાં મને મળ્યાં છે તેવા જ સ્વરૂપમાં મેં વૈષ્ણવોને ભેટ કર્યાં છે. કીર્તનકાર **જોશી મૂળશંકર કલ્યાણજીની** હસ્ત લિખિત પ્રત ઉપરથી સેવક પુરૂષોત્તમ ગિરિધરે કરી લીધેલી નક્કલ મેળવી જો બનેતો પુસ્તક વિના મૂલ્યે આપી શકાય તેટલા માટે મેં કેટલાકને વાત કરી કે જેમાંથી મ્હારા વડીલ-કાકાશ્રી **સેવક નારાયણજી શામજી** તથા **જોશી સુંદરજી મૂળશંકરે** જે ખર્ચ થાય તે અરધો અરધો આપવો કબૂલ કર્યો એટલે હું છપાવવાનાં કામથી અજાણ હોવાથી ભાઇ **મૂલચંદ તુલસીદાસ તેલીવાળા** બી. એ. એલએલબી. ને મળ્યો તેણે છાપવાના કામમાં સહુથી સારાં ગણાતાં આ નિર્ણયસાગર પ્રેસમાં પોતાના કીમતી વખતનો ભોગ-આપી-સાથે આવી દરેક બંદોબસ્ત કરી આપ્યો. તેમ જ પ્રુફ વિગેરે સુધારવાના કામમાં મારા ભત્રીજા ચિ૦ **હરિહર વિ૦ પુરૂષોત્તમની** મદદ લઇ શ્રીની કૃપાથી આ ભેટ આજે વૈષ્ણવોના કરકમળમાં સમર્પણ કરવાને સમર્થ થયો છું. અને મને જેની જેની મદદ મળી છે તે બધાનો આભાર માનું છું.

વૈષ્ણવજનની ચરણરજ,

સેવક મૂળજી વિ૦ દામોદરના

જયશ્રીકૃષ્ણ વાંચજો.

# આ પુસ્તક વિષે થોડુંક

## પુણ્યકથા.

પૂર્ણ પુરુષોત્તમની આ પુણ્યકથા, નવામાં નવી છે અને જુનામાં જૂની–દાયકા નહીં, સૈકા નહીં પરંતુ ૫૦૦૦ પાંચ હજાર વર્ષથીએ પુરાણી–છતાં વૈષ્ણવોને, માત્ર વૈષ્ણવોને જ નહીં પરંતુ પોતાને હિન્દુ નામે ઓળખાવતા દરેક આબાલવૃદ્ધોને; માતાનાં દુધમાં પીધેલી–પ્રાતઃસ્તોત્ર બનેલી આ "રુકિમણી હરણ"ની કથા, તેના ઉપર કાળનાં પડનાં પડ ચઢી જવા છતાં, જ્યારે જ્યારે નજર કરો ત્યારે ત્યારે નજર સ્હામે તરતીને તરતી–નવા નવા ભાવો ધરતી–નવીને નવીજ દેખાતી–નવામાં નવી છે.

## શ્રીકૃષ્ણ.

જ્યારે જગત્ આડંબરે અંજાતું–આત્મબળ પશુબળથી કચરાતું–સ્વાર્થ એજ ધર્મ બની–બળિયાના બે ભાગથી કંટાળેલું માનવહૃદય 'ત્રાહિમામ્ ત્રાહિમામ્' કરી રહ્યું હતું ત્યારેઃ—

* * भाद्रपदे मासि कृष्णाष्टम्यां कलौ युगे ।
अष्टाविंशतमे जातः कृष्णोऽसौ देवकीसुतः ॥

('પુનમીઆ મહિનાના) ભાદ્રપદ (શ્રાવણ) માસે, કૃષ્ણ પક્ષે, અષ્ટમીની મધ્યરાત્રીએ, પ્રેમધર્મ–પ્રેમરાજ્યના પ્રવર્તક દેવકીનંદન શ્રીકૃષ્ણનો પ્રાદુર્ભાવ થયો આસુરી ભાવનો–જગતના અંધકારનો નાશ કરવાઃ–

आविरासीद्धरिः प्राच्यां दिशीन्दुरिव पुष्कलः ॥

જેવી રીતે પૂર્વ દીશામાં સર્વ કલા સાથે ચન્દ્રમાં પ્રગટ થાય છે તેમ શ્રી પ્રભૂ પ્રકટ થયા. તે મા(લક્ષ્મી)ધવ(પતિ) શ્રીકૃષ્ણે લક્ષ્મીનાં અવતાર દેવી રુકિમણીનું રાક્ષસવિવાહ વિધિથી હરણ કરી અંતે એક લગ્નની સ્થાપના કરવા જે સ્થળે તેનું–રુકિમણીનું પાણીગ્રહણ કર્યું હતું તે સ્થળ માધવપુરના નામથી ઓળખાય છે અને પાંચ પાંચ હજાર વર્ષનાં પડ વળી ગયા છતાં આજે પણ "રુકિમણી માધવ" નાં શુભલગ્ન–શુભદિન–શુભ મુહૂર્તનાં પુણ્ય સ્મરણરૂપ ચૈત્ર શુકલ દ્વાદશીએ જૂની વાત સદા તાજી બનાવે છે. રુકિમણી હરણનો આ પ્રસંગ ભગવાન શ્રીવેદવ્યાસે શ્રીમદ્ભાગવતના દશમસ્કંધ–ઉત્તરાર્દ્ધ અધ્યાય ૫૨–૫૩–૫૪ માં વર્ણવ્યો છે. ભારત વર્ષની પ્રચાલિત ભાષામાંની એક

પણ એવી નથી કે જેમાં આ પુણ્યપ્રસંગ આલેખાયો ન હોય. તેણે કવિઓને કાવ્યોર્મિ–નાટકકારોને આકર્ષક વસ્તુ–સુધારકોને સ્નેહ લગ્નનાં ગીત ગાવાનું ઉદાહરણ અને ભક્તોને ભક્તવત્સલ ભગવાનની ભક્તવત્સલતાનો પુરાવો આપી, શ્રદ્ધા ઉત્પન્ન કરી છે.

## રુકિમણી હરણ.

વિદર્ભપતિ ભીષ્મકને:–રુકિમ, રુકમરથ, રુકમબાહુ, રુકમકેશ તથા રુકમમાલી નામના પાંચ પુત્રો અને મનોહર મુખવાળી રુકિમણી નામની એક કન્યા હતી. ભીષ્મકની ઇચ્છા શ્રીકૃષ્ણ સાથે તેનાં લગ્ન કરવાની હતી–રુકિમણી પણ હૃદયથી શ્રીકૃષ્ણને જ વરી ચૂકી હતી પરંતુ સત્તાવાદમાં અંધ થએલો–Might is Right શક્તિ એજ સત્ય માનતો–ઉગ્રસેનને પદભ્રષ્ટ કરી સિંહાસને ચઢી બેઠેલ કંસ, ધૃતરાષ્ટ્રને નામનું પુતળું બનાવી રાજસૂત્રોની લગામ દબાવી પડેલ દુષ્ટ દુર્યોધન આદિનો સમવયસ્ક તથા શીશુપાલ, જરાસંઘ ઇત્યાદિ નરાધમોની સલાહમાં ભળી, આસુરી વાતાવરણથી ઘેરાએલો, વડીલોની મર્યાદાની અવગણના કરતો કુમાર રુકમી તેઓની વિરૂદ્ધ પડ્યો. રાજનીતિનાં કોકડાં ગોઠવતો, શુષ્ક હૃદય રુકમી; આ લગ્નને પણ રાજનીતિનું મોહરૂં બનાવી, પોતાનાં પાશવબળની વૃદ્ધિ કરવાના ઉપયોગમાં લેવા માગતો હતો. રાજનીતિ હૃદય નથી જોઇ શકતી–તે જુએ છે માત્ર પોતાનો સ્વાર્થ તેથીજ રાજકન્યાઓનાં લગ્ન રાજકુમારો સાથે નથી. થતાં પરંતુ રાજસિંહાસન સાથે થાય છે. કુમાર રુકિમ તેવી જ રીતે શીશુપાલ–નામનાં ઓઠાં નીચે તેનાં પાશવબળ–તેનાં રાજસિંહાસન સાથે રુકિમણીને પરણાવવા માગતો હતો તેથી ભીષ્મક કે રુકિમણીની ઇચ્છા ન હોવા છતાં પણ તેણે શીશુપાલને વેવીશાળનું નાળિયેર મોકલ્યું.

રાજનીતિનો ભોગ રુકિમણી.–તેનું હૃદય બીજે ( શ્રીકૃષ્ણને ) સોંપાયું હતું; ત્યારે શરીર બીજે ( શીશુપાલને) સોંપાવાનું હતું. નાળિયેર દેવાયું–લગ્ન લેવાયાં–પાશવશક્તિમાં અગ્રપૂજા પામતા શીશુપાલનું સન્માન કરવા વિદર્ભનું પાટનગર કુંડનપુર શણગારાવા લાગ્યું. ઉત્સવપ્રિય સમુદાય; ઉત્સવ ઘેલો બની આનંદવા લાગ્યો–પરંતુ તે આનંદના કારણભૂત રુકિમણીનું હૃદય અવસાદથી છવાએલું હતું. કોટને કાંગરે કાંગરે પ્રકટેલી દીપમાળાઓ જગતનાં, હૃદયને આંજતી હોય તો ભલે પ્રરંતુ રુકિમણીના હૃદયના અંધકારને મિટાવી શક્તિ નહીં. પરંતુ શું કરે? ‘દીકરીને ગાય જ્યાં દોરે ત્યાં જાય’ તે તો એક બ્રાહ્મણદ્વારા મનમોહન શ્રીકૃષ્ણને ગુપ્ત સંદેશ પાઠવી–જીવન મૃત્યુની ઘડી જેવા લગ્ન દિવ-

સની રાહ જોતી મૌન ધારણ કરી બેઠી હતી. જ્યારે આનંદથી ઘેલો થએલો શીશુપાલ પોતાની શક્તિનું પૂર્ણ દિગ્દર્શન કરાવવાની ઇચ્છાથી પોતાના સત્તાવાદી સહકારીઓ અને શસ્ત્રસજ્જિત સૈનિકો સાથે–નિઃશસ્ત્ર રુકિમણીનું હૃદય કચરવા કુંડિનપુર આવવા નીકળી ચૂકયો હતો.

શ્રીકૃષ્ણને રુકિમણીનો સંદેશ મળ્યો. પ્રેમધર્મના આચાર્ય માટે આ દુઃખદ સંદેશ હતો. યુદ્ધનો રક્તપાત–યુદ્ધમાં નાશ પામેલા યોદ્ધાઓની વિધવાઓ અને બાળકોના નિઃશ્વાસ તેની નજર સ્હામે તરવા લાગ્યા. એક તરફ રુકિમણીની પ્રાપ્તિ અને બીજી તરફ પતિહીન વિધવાની ચીસો તેના કાનમાં સંભળાતી હતી લોહીના કાદવથી ખરડાએલી સુજલા, સુફલા, શસ્યશ્યામલા ભૂમિનું ભયંકર સ્વરૂપ તેનાં હૃદયને કંપાવતું હતું. પરંતુ આ યુદ્ધ માત્ર એક સ્ત્રી માટેનું યુદ્ધ નહોતું–તે હતું આત્મબળ સ્હામે પશુબળનું આવાહન–ધર્મનીતિને રાજનીતિની પડકાર–વડીલોની મર્યાદા સ્હામે જુવાનોની ઉચ્છૃંખલતાનો હુમલો કુંડિનપુરની રણભૂમિ

यदायदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहं ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृतां ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

એ બીરદાવળીની પરિક્ષા માગતી હતી. તેઓ જોતા હતા કે તેને આગ સાથે ખેલ ખેલવાનો છે. પરંતુ કુંડિનપુરની રણભૂમિ ઉપર તેઓને Might is Right શક્તિ એજ સત્ય; કે Right is Might સત્ય એજ શક્તિ. એ વેદસૂત્રનો નિર્ણય કરવાનો હતો. યુદ્ધ અનિવાર્ય થઇ પડ્યું.

આજે લગ્ન છે. કુળ રિવાજ પ્રમાણે, રુકિમણી ગામને પાદરે આવેલ કુળદેવીનાં દર્શન કરવા નીકળી. ત્યાંથી પાછાં ફરતાં તેનો શીશુપાલ સાથે હસ્તમેલાપ થશે. પ્રજા નહોતી જાણતી કે કુમારીના હૃદયમાં શું આગ. સળગે છે તે તો પોતાની કુમારીને માન આપવા અને વધાવવા રાજમાર્ગના ઝરોખા અને છતમાં ફૂલની છાબો ભરી અને તેનું અભીષ્ટ ચીંતતી ઠઠ્ઠ મળી હતી કુમારીકાને વધાવતાં તેનો રથ અને રાજમાર્ગ ફુલફુલમય થઇ રહ્યાં હતાં પરંતુ " ન જાણ્યું જાનકીનાથે પ્રભાતે શું થવાનું છે." કોણ જાણતું હતું કે દેવીનાં મંદિર તરફ વધતો રથ અને ગરજતા નિશાન ડંકા થોડા સમયમાં જ રણડંકાના સ્વરૂપમાં બદલાઇ જશે?

રથ મહામાયાનાં મંદિર આગળ પુગતાં સાથેનું સૈન્ય મંદિર પાસે સિંહદ્વારનાં નાકાં રોકી ઉભું; કુમારી રુકિમણી દાસી સાથે મંદિરમાં દાખલ થયાં; પણ થોડા સમયમાં જ અંદરથી બુમ સંભળાઇ, સૈનિકોના કાન ચમક્યા, શું થયું એમ તપાસ કરતાં પહેલાં તો મંદિરમાંથી કેટલીક દાસીઓ દોડી આવી અને કહ્યું:—"શ્રીકૃષ્ણે દેવી રુકિમણીનું હરણ કર્યું." તરત જ કોષમાંથી તલવારો બહાર નીકળી પડી અને જરા સાવધ થાય તે પહેલાંતો પ્રજાના સમુદાય રૂપમાં રહેલા યાદવોએ પણ વસ્ત્રોમાં છૂપાવેલાં હથિયારો બહાર કાઢ્યાં અને તેઓની મધ્યમાંથી સિંહગર્જના કરતા શ્રીકૃષ્ણ રુકિમણીને લઇ દ્વારિકા તરફ ચાલી નીકળ્યા. લગ્ન ઉત્સવ રણ ઉત્સવના રૂપમાં ફેરવાઇ ગયો.

## રણરંગ.

રક્ષક સૈન્યનો સામનો કરતા અને શ્રીકૃષ્ણ રુકિમણીના રથને દ્વારિકાનો માર્ગ સુગમ કરી આપતા વીર યાદવો; જો કે સંખ્યામાં થોડા હતા છતાં વીરતાથી ભીડતા અને મક્કમ પગલે પાછા હટતા હતા. શીશુપાલને સમાચાર થતાં જ તે પોતાના બીજા સહકારીઓ સાથે આવી ચડ્યો. જેને સત્તર સત્તર વખત ધૂડચાટતો કરી પાછો ભગાડ્યા હતા તે શીશુપાલ જરાસંઘને સામે જોઇ યાદવો હુંકાર કરી ગાજી ઉઠ્યો જૂની હાર અને આ અપમાનથી સળગી ઉઠેલા શીશુપાલ જરાસંઘ જીવપર આવી લડતા હતા. મૂળમાં જ યાદવો થોડા હતા અને પગપાળા હતા, એટલે આ નવું તાજું બળ આવતાં જરા દબાયા ત્યાં તો પાછળથી શેષનાગ જેવો ફૂંફાટો કરતા બળદેવજી આવી પહોંચ્યા-અને ગુજરાતના કવિગુરુ પ્રેમાનંદના શબ્દોમાં કહિએ તો:- "આવ્યો તો કોડે તે ગયો માથે બોડે" એમ શીશુપાલ પીઠ બતાવી ઉભી પુંછડીએ નાઠો. અને રુકિમણીને લઇ યાદવો દ્વારિકા તરફ ચાલ્યા.

## રુકમીની પ્રતિજ્ઞા.

પોતાના ઘરમાં આવી, પોતાને સેહ આપી શ્રીકૃષ્ણ ચાલતા થયા એ અપમાન રુકમીને ઓછું નહોતું. તે મહારાજા ભીષ્મક ઉપર લાલપીળો થતો અને આમાં તેઓનો પણ હાથ હોવો જોઇએ એમ કહેતો, ધમપછાડા કરી રહ્યો હતો. પરંતુ ખોટા આસ્ફાલનનું ફળ શું? જરાસંઘ-શીશુપાલને ભાગતા જોઇ તે તેઓ ઉપર પણ બખાળા કાઢતો, પણ છત્રભંગ થએલા સૈનિકોને કોઇ અટકાવી શક્યું નહીં; ત્યારે કુમાર રુકમી પોતાની સેના લઇ, યાદવો પાછળ ધસ્યો. તેણે પ્રતિજ્ઞા કરી કે:-"રુકિમણીને શ્રીકૃષ્ણના હાથમાંથી છોડવ્યા વીનાં હું કદી પણ પાછો કુંડિનપુરમાં દાખલ થઇશ નહીં."

આ છેલ્લામાં છેલ્લો પ્રયત્ન હતો—છેલ્લામાં છેલ્લો હલ્લો હતો જીવનની મમતા છોડી—માથાં હાથમાં લઇ વિદર્ભના યોદ્ધાઓ **कार्यम् साधयामि वा देहं पातयामि ।** ની વીર પ્રતિજ્ઞા કરી ધસ્યા. યાદવો પહાડ જેવી છાતી કરી સ્હામા થયા પરંતુ રુકમી પણ પ્રલયના ઝંપાપાત જેવો તેની સ્હામે પડ્યો. યાદવોએ તેને રોકયા તો પણ યાદવોની એક પાંખ કાપી રુકમી આગળ નીકળી ગયો. રુકિમણીને લઇ જતા શ્રીકૃષ્ણનો રથ દેખતાં જ તેણે પડકારો કર્યો:—"ઉભો રહે ચોર છૂપીને ચોરી કરી ક્યાં જાય છે." આ સમય બરાબર અણીનો—બરાબર કટાકટીનો હતો. દેવી રુકિમણીની હાલત સુડી વચ્ચે સોપારી જેવી હતી. એક તરફ ભાઇ, જ્યારે બીજી તરફ પતિ—એક તરફ હૃદય, જ્યારે બીજી તરફ ધર્મ—એક તરફ સ્નેહ જ્યારે બીજી તરફ કર્તવ્ય; શ્રીકૃષ્ણ અને કુમાર રુકિમીનું યુદ્ધ વેદર્ભી રુકિમણી માટે ભયંકર પ્રસંગ હતો, પરંતુ તે અનિવાર્ય હતો. ક્ષાત્ર ધર્મમાં સ્નેહ નથી—પક્ષપાત નથી, બન્ને વીરો ભીડ્યા, બાણુના વરસાદથી એક બીજાને ઢાંકવા લાગ્યા, શસ્ત્રો ખુટતાં મલ્લયુદ્ધ જામ્યું અને અંતે કુમાર રુકમીને ભૂમિપર પટકી શ્રીકૃષ્ણ તેની છાતીપર ચઢી બેઠા. એક જ ખડ્ગનો ઘા—એક જ પળ અને રુકમીનું માથું ધડથી જૂદું થાય તેમ હતું. પરંતુ હાથ જોડી ઉભેલી રુકિમણીના મુખના ભાવે, શ્રીકૃષ્ણને તેમ કરતા અટકાવ્યા. તેટલામાં બળદેવ આવી પહોંચ્યા તેણે પણ શ્રીકૃષ્ણને સમજાવ્યા.

## લગ્ન.

કુમાર રુકમી છૂટ્યો પણ જીવતે મૂવા જેવો જ. તેની પ્રતિજ્ઞાએ તેને ફરી કુંડનપુર જતાં અટકાવ્યો. તે ત્યાંજ નવું ગામ વસાવી રહ્યો. જ્યારે શ્રીકૃષ્ણ, કુંડિનપુરમાં મહારાજા ભીષ્મકને સમાચાર મોકલી પોતે દેવી રુકિમણીને લઇ દ્વારિકા તરફ રવાના થયા. રાજા ભીષ્મક પણ કેટલુંક લશ્કર લઇ દ્વારિકા ગયા અને દ્વારિકા પાસ કુમારિકા ક્ષેત્ર એવાં શ્રીમાધવપુરમાં વિધિપૂર્વક **શ્રીરૂકિમણીમાધવનાં લગ્ન** થયાં કે જે લગ્નના સ્મરણ સ્તંભ સ્વરૂપ ચોરી માયરાં આજે પણ ત્યાં વિધમાન છે

## માધવપુર.

શ્રીકૃષ્ણના જાનીવાસાનો સ્મરણસ્તંભ, શ્રીકૃષ્ણ બલરામનાં ચરણારવિંદથી પવિત્ર થએલું—સૃષ્ટિ સૌન્દર્યના શ્રેષ્ટ નમુના જેવું માધવપુર—રસજ્ઞ—ભાવજ્ઞ મનુષ્યને આજે પણ ઘેલાં બનાવે છે, ગામના ઘરની અગાશીમાં ઉભા રહી જુઓ તો એક તરફ ગામની રાંગને અથડાતો—જગતની અનંતતા બતાવતો અનંત મહાસાગર, બીજી તરફ મયુરના નૃત્યો—

કોકિલાના ટહુકા-કુદરતની કારીગરી જેવાં પુષ્પો અને વેલીઓથી સુશોભિત તથા ચોરીઆયરાં અને નીલકંઠના કૈલાસભુવન જેવું રૂપન-વન ત્રીજી તરફ નજર કરતાં લીલી સાડીને મૂકેલી કોર જેવી નદી મધુ-વતી, તેનીજ બીજી દીશા તરફ નજર કરતાં વૃજની કુંજગલી જેવી-ભૂલભૂલામણી જેવી આંતરોલીની ઝાડીઓ, ચામણુટીંબાને નામે ઓળખાતી-ચામુંડાની ટેકરીની પાછળથી દેખાવ દેતો-વાદળથી વાતો કરતો-દૃઢ છાતીએ ઉભેલો ગિરિ ગિરનાર, ભાવહીણુના હૃદયમાં પણ ભાવ ઉત્પન્ન કરે છે. સ્થળ માહાત્મ્ય માટે તો હમે શ્રીસ્કંદપુરાણોક્ત દાનેશ્વરી બલી અને ભક્તરાજ પ્રહ્લાદના સંવાદરૂપ લખાએલું માધવ-પુર મહાત્મ્ય જોઇ લેવાની તથા જેઓને પ્રાકૃતમાં વાંચવાની જરૂર હોય તેઓએ ભટ્ટ પિતાંબર નૃસિંહ તરફથી ઉપરોક્ત નામે કરવામાં આવેલું ભાષાંતર વાંચવું. અથવા તો આ ગ્રંથમાં ઝીલણુ એકાદશીનાં પદો આપવામાં આવ્યાં છે તે જોવાં જેથી તેનો કંઇક આછો ચીતાર નજર સામે જણાશે અને કુદરતી જ બોલાઇ જશે કે—

રૂડુંરે રૂડુંરે માધવપુર રૂડુંરે રૂડું,
જ્યાં પરણ્યા શ્રી માધવરાય,
જેને બ્રહ્માદિક જશ ગાય;
માધવપુર રૂડુંરે રૂડું.

માધવપુરનો "દિવાનો."





શ્રીત્રીકમરાયજી. શ્રીગોપાલલાલ. શ્રીમાધવરાયજી. શ્રીરૂક્મિણીજી.



श्रीकृष्णाय नमः । श्रीगोपीजनवल्लभाय नमः ।

श्रीरुक्मिणीमाधवो जयति.

# श्रीरुक्मिणीविवाह.

॥ श्री मंगलकर्त्ता भवभय वारिधी तारक विश्वविभो ।
सौख्यवर प्रदाता श्री रुक्मिणी माधवो जयति ॥

શાખી. શ્રીગોપાલ જુગલચરણ વિઘ્નહરન સુખદાઈ,
બરનોં વરવિવાહ યહ, રૂકિમણી માધવરાઈ.
કુંદનપુરનો માંડવો જાદવ કુલની જાન,
પરણે રાણી રૂકિમણી દુલેહો શ્રીભગવાન.
કુંદનપુર ઉત્પત્તિ હવી કન્યા રૂકિમણી નાર,
વિવાહ કરનકોં ભીમકેં સો તેડાયે મોરાર.
અતિ પવિત્ર દક્ષિણ સદા તામેં વિદર્ભ,
કુંદનપુર નગરી ભલી રાજા ભીમક નરેશ.
રાય ભીમકની કુંવરી કન્યા રૂકિમણી નામ,
વિદર્ભદેશ વધાંમણાં નગર કુંદનપુર ગામ.

ચાલ. વિદર્ભદેશ કુંદનપુર નગરી
ભીમક નૃપત તીહાં નવ, નિધ સઘળી
પંચપુત્ર કન્યા એક રૂકિમણી,
સુનીયત તીનહું લોક વરણી.

ઢાળ. સુનીયત તીનહુ લોક વરણી સહસ્ર બ્રહ્માપચીરચી,
રૂકિમણીરંગ મુરત રંભા સુરભ અંગ એક નઈ બસી,
જુગલ જોડ સુલક્ષણ લલના પઢત પીંગલ પારખી,
રૂકિમણી ષોડશો ભૂષણ અંગ બીરાજત દીન દીન
જોત સવાલખી,
મૃગરાજ કટિતટ હરિણલોચન મયંક બદનસુ
દેહ હે,
(બલ જાઉં) કહત કૃષ્ણદાસ ગિરિધર ઉપજીત
વિદર્ભ દેશ હે.

શાખી. કમલ બદની શશીવદની કોકિલા કંઠ સોહાય,
ચંપકવરણી મૃગલોચની એની શોભા કહીન જાય,
પંચપુત્ર પરિબલ સદા રૂકમૈયો બલબીર,
દેશ દેશ સર્વે જીતકે શો નૃપત નમાયે શીર.

ચાલ. રૂકમૈયો રાજા સર્વ હેરે, પાયો વર શિશુપાલશું નેરે,
રૂકિમણીકે જીય નાહી ભાયો, ભીમકસુતા એક
વિપ્ર બુલાયો.

શાખી. માત તાત બાંધવ મળી કીધો મન વિચાર,
કુંવરી તો મોટી થઇ તેનો વર જોવો નીરધાર.
રાજા ભીમક એમ કહે વર જાદવ સુત કૃષ્ણ નરેશ,
કોઈ વેગે બ્રાહ્મણ મોકલો તે જાય દ્વારામતી દેશ,
રૂકમૈયો વળી એમજ કહે એ ગાયો તણો ગોવાલ,
રાજા તે દાહોલ દેશનો મેં વર જોયો શિશુપાલ.

ચાલ. ભીમકરાય અલોચ બેઠા કન્યા દેશું કયાંયરે,
સોરઠ દેશ સોહ્યામણો હરિ કન્યા દેશું ત્યાંય રે,
સમોવડ હરિ ઘટે. ૧

રૂકમૈયો રીશ બોલીયો મેં વર જોયો શિશુપાલ,
રાજા તે દાહોલ દેશનો કૃષ્ણ ગાયો તણોરે ગોવાલ,
સમોવડ નવ ઘટે. ૨
જેણે સગો મામો મારીયો ને કંસ જેનું નામ,
માશી તે મારી પૂતના સોસ્યાં તેઓના પ્રાણ
સમોવડ નવ ઘટે. ૩
મૈયારીને લૂટતો ને ફોડતો મૈનાં માટ,
મૈયારડીસું ઝુમતો ને વનમાં તે પાડતો વાટ,
સમોવડ નવ ઘટે. ૪
પુત્ર, ઈંદ્ર જ્યારે કોપીયો તેનું ઊતાર્યું અભિમાન,
જેણે ગોવર્ધન કર તોળીયો એવા તે ગોકુળકહાન,
સમોવડ હરિ ઘટે. ૫
જાદવ સુત શ્રીકૃષ્ણજીને એ વર છે વિખ્યાત,
કુંવરી તે દેશું એહને હવે વેગે કરોને વિવાહ
સમોવડ હરિ ઘટે. ૬

શાખી. પિતાજી અંગવસ્ત્ર પેહરો ભલાં અન્ન આરોગો સાર,
સુખસજ્જાએ પોઢી રહો તમે ન જાણો વહેવાર.

ચાલ. મારા પિતાજી ઘરડા થયા ને ગઈ તે સુધબુધ સાનરે,
ઝાઝું તે લવલવ શું કરો તમે બેસી રહો એક ઠામ,
સમોવડ નવ ઘટે.

શાખી. પિતાજી એ મત તમારો આજ પાછું કેમ ચલાવું રાજ,
વખાણો કૃષ્ણ કીયાં લાજ એ ભરવાડથી સરે શું કાજ,
ધુસીને ધાબરી ઓઢતો ઘેરઘેર વલોણે વળગતો,
મૈયારીનાં લૂંટનો માટ વનમાં તે જઈ પાડતો વાટ,

એને સદા પાદર પીખણું ત્યાં માણસ જોવા મલતું
ઘણું,
જેને વવારૂં શું વહેવાર તેથી કેમ કરીએ અધિકાર,
જેને સુંદરી એકજ હોય વાત વિચારી તે શું જોય,
વૃંદાવનમાં ચારે ગાય અને આહીરકેરા અન્નજ
ખાય.

ચાલ. ચારે ગાય ને કરે વડાઇ એ વર શીદ વરાઇ,
નાચે નાર સદા નવરંગી ત્યાં આપો આપ ગાએ,
અને આહીર તણાં જેખાએ માટ મૈનાં ભાજે,
એને ઘેર અધિકાર એટલો ત્યાં રૂકિમણી કેમ છાજે.

શાખી. બંધવ બોલ્યો તે સાંભળી રૂકિમણી ધરે મન રીશ,
વેગે બ્રાહ્મણ મોકલું તે તેડી લાવે જગદીશ.

ચાલ. રૂકિમણીએ ઘરમાંહેથી સાંભળી સઘળી વાત,
મારા તાતની વાત ઉથાપીને મારા બંધવે કીધી ઘાત
હરિ હવે કેમ થશે,
દ્વિજ બેગ ધાવન કોન પઠવો દ્વારકા લોં જાય,
કુંદનપુર એક હોન અજુકત વાઘ રોકી ગાય. ૧
મેરે ભાઈ રૂકમૈયે વિવાહ ઠાનો પિતા ન માને માય
સૈન લે શિશુપાળ આયો જરાસંગ સોહાય. ૨
હંશકો કુલ બંશ રાખું કાગ કીત લે જાય,
રથ ચઢી બલબીર આવો સુરબલબલરાય. ૩

રૂકિમણીજીનો પત્ર.

ચાલ. કુંવરીતે કાગલ લખવાને બેઠાં નયણે તે નીર
ન માયે,
ત્રણ દિવસમાં વિવાહ તે આવ્યા જુગતે તે જાદ-
વરાયે. ૧

નીમ અમારે ત્રણ દિવસનું પ્રાણ તજું કાં પરણું,
પ્રીત જાણીને પત્ર લખું છઊં સ્વામીજી શું વરણું,
ચંદનતો મલયાગિરિ હોએ ઝવેરી ઘર હોય હીરા,
મુક્તાફલ નવ હોય સાગરબીન ન હોય કનક
કથીરા. ૩

હંસ સભામાં કાગ ન સોહે, જોજો હૃદય વિચારી,
તમ બેઠે દાહોલ કેમ વરશે હું છઊં દાસી તમારી. ૪

રાગસીંધુ. સ્વસ્તિ શ્રીપુરીદ્વારામતી પૂજ્યારાધે કમલાપતિ,
સર્વોત્તમ તમારૂં નામ પરમપૂજ્ય તે શ્રીભગવાન,
વેગે વેહલા પધારજો કહાન બલભદ્ર બંધવ આદિ
ની આણ,
ચરણકમલ સેવે રૂકિમણી કાગલ લખ્યો પ્રભુ
તમ ભણી,
કાદવ ખુતી કવલી ગાય વહાર કરો વૈકુંઠના રાય,
રૂકમૈયો બંધવ આકળો ઘણો દળ તેડાવ્યું દાહોલ
તણું,
જરાસંઘ આવ્યો શિશુપાલ તેને નિવારો શ્રીગોપાળ,
સમરથ સ્વામી જુગ આધાર વિજયાને ઉતારો પાર.

ચાલ. કાગળ લખું હું કેમ કરી મારા નેત્ર ન ખેંચે ધારરે,
કાગળ વાંચી શ્રીકૃષ્ણજી તમે વેગે લાવો વહાર
ઘણું કરી શું લખું,
રૂકમૈયે કાગળ મોકલીને તેડાવ્યો શિશુપાલરે,
મારે તમ સરખા ત્રિભોવન ધણી માટે દોહ્યલું,
શાને દયાળ, ઘણું કરી શું લખું,
તમે સાયર બાંધી પાળરે લંકામાં પાડ્યો ત્રાસરે,

રાવણુને સમજાવીયો મને તેથી તમારી આશ,
ઘણું કરી શું લખું,
અમ અબળાની વિનતિ અને કહેજન રઘુનાથરે,
વેગે વેહલા પધારજો તમે અનાથના છો નાથ,
ઘણું કરી શું લખું.

શાખી. પ્રીતમ પત્રિકા તો લખું જો કછુ અંતર હોય,
હમ તુમ જીયમેં એકહૈં દેખનકોં તન દોય,
પ્રીતમ તુમારે દર્શ બીન એક પલક જુગ બીશ,
કે જીય જાને આપનો કે જાને જગદીશ.

રાગસીંધુ. ચંદ્રગઢ વીટયારે વેહેલેરા પધારજોરે,
સજ થાઓ સોરઠના હો રાય વેરીને તો મારોરે
ઉતરો વાડીમાંરે,
વાધ્યાં વાધ્યાં વેર અપાર,
સાથેને સંજોડેરે ઘોડલાંની ધૂમરોરે,
આવ્યો છે કાંઇ દાહોલીઓ શિશુપાળ સાતમે
અવતારેરે,
પ્રભુ તમે સંગ હતારે, વહાલા મ્હારા હવે કાંરે
વિસાર,
રામને અવતારેરે પ્રભુ તમે સંગ વતહતારે,
ત્યારે રાજા જનકરાયકુમારી રીંછને વાનરેરે
વહાલા જીને મેળવ્યારે,
સાહ્યર બાંધી છે કંઈ પાર,
દશને મસ્તકેરે રાવણને રોળીયોરે,
લંકામાંહી પાડયો છે કંઈ ત્રાસ,
શ્રીધરના સ્વામીરે તમને વિનવું રે
વહેલા પધારો વૈકુંઠરાય.

ચાલ. બોલાય વિપ્ર સંદેશો સબ કહ્યો કાગદ લીખ દીયો
રૂકિમણી,
દ્વિજ બેગ જાઓ દ્વારામતી જહાં કૃષ્ણદેવ શિ-
રોમણી,
વેહલા પધારો વિપ્ર વાર ન લાવો સંદેશો આ દેજો,
જે જાણો તે જાદવપતિને મુખવચને જઇ કે હજો
નીકસી વીપ્ર તહાં નીદ કીની પ્રાતઃભયો જાય
ગોમતી,
પૂછતો તહાં ફીરે બ્રાહ્મણ એહી નીજ દ્વારામતી,
નહાય ઋષિ તહાં તીલક કીનો ભેટ લે આતુર ચલેં,
સુકનકો ફલ તુરત પાયો દ્વારમેં જદુપતિ મીલેં,
ધાય ઋષિ હરિચરણ પરશેં હાથ લે પત્રી દઈ,
તુમ બેગ કંથ પુકાર સુનહો અસુરકે વશમેં ભઈ,
કરજોડ હરિસો કરત વિનતિ સ્વયંવર રાજા જુરેં,
હેંદલ ગેંદલ પાયદલ રથ ધાઓ નિશાન જહાં ધુરેં,
સિંઘકો બલી શીયાળ પાવેં મેરે તો એક શ્યામહે,
બલ જાઊં કહેત કૃષ્ણદાસ ગિરધર રૂકમૈયો
શિશુપાલહે,
બહુરે શુની દ્વિજ બાતીયાં દુલહની હેત શિતલ
ભઈ છતીયાં,
દ્વીજ અપુને રથ બેઠાયે કુંદનપુર નગરી પાઉધારેં.

ઢાહ. હરિ આય કુંદનપુર પહોંચે વિપ્ર તબ માંગ્યો દુવો,
પાછેં તે દળ સાજ હળધર આય હરિ ભેલે હુવો,
બુઝ સબ સંદેશો રૂકિમણી અંબિકા પૂજન ચલી,
ધૂપ દીપ નૈવેદ ધૃતપક સંગા બહોત લીયેં અલી. ૩

પૂજ ગૌરી મનાય શંકર ભીમક સુતા વિનતિ કરે,
વર દેહો દીનાનાથ દુલેહો યો કહી રૂકિમણી
પાયન પરૈં. ૪

કૃષ્ણ રથ તહાં સાજ ઠાડે સત્ય કરન વે પાતીયાં,
બલ જાઉં કહેત કૃષ્ણદાસ ગિરધર બહુરે સુની
દ્વિજ બાતીયાં. ૫

ચાલ. જોધા રાખ્યા તે બહુ રખવાળા મનમેં મુદિત ફીરે
શિશુપાલા,
દેવીપૂજન રૂકિમણી આઇ જોદ્ધા ધરણી ગીરે
મૂર્છાઈ.

ઢાલ. મૂર્છાઈ જોધા ધરણી ગીરગયે કૃષ્ણ તબ રૂકિમણી
હરિ,
કોપ હિત ચિત્ર ધનુષ કર ગ્રહે ગેલ રૂકમૈયે કરી.

રાગ સારંગ.

દેવી કે દેવાલયતે નીકસી દુલહની,
જોવત પીયકો મગ અરબરાત મનમેં,
કહાં દુરે ગોવિંદ ગરૂડધ્વજ મહામની,
એસેં કહ્યો ચાહત નેનનમેં પ્રાણ પ્રાણ,
તજ તન તનમેં, દેવીકે દેવાલયતે. ૧

જબહી દ્રષ્ટીપરૈં તનપ તનીયા,
શીતલ રેનમેં ચંદ્ર જેસેં નૃપ હુંકે ગગનમેં,
નંદદાસ પ્રભુ ધાય આય રથ બેઠી,
બીજરી બીછુરી માનો આય મીલી ઘનમેં,
દેવીકે દેવાલયતે. ૨

રાગસિંધુ. પડી બૂમ ચઢે ચઢીયાતારે કોઇએ દીઠા જાદવ
જાતા,
જુધ કરીને જરાસંધ જીત્યોરે કોઇએ વાઘનો વેલો
વીટ્યો,
ભડ ભીમકનેરે ઊથાપી પડે ત્રાસ પડાવે પાપી,
ગજ રાજ દ્વારે રાજેં કાંઈ બાજન બહુ બીધ બાજે.

સાખી. એવાં વચન બળદેવે સુણી ક્રોધ ચઢયો અતિ અંગ,
હળ મુશળ હળધરે ધર્યાં ત્યારે સૈન્યા પામી ભંગ.

ચાલ. અસુર સેન સંહાર હળધર શ્યામ સારંગ કર ધરે,
જરાસંધ શિશુપાલ પહોંચે બાનકી બરખા કરે,
તબ ફેર રથ હરી ભયે સનમુખ યુદ્ધ રૂકમૈયે કર્યો,
મૂછ મસ્તક મૂંડ બાંની બાંધ રથ નીચે દીયો,
તબ દીન બાયક બદત રૂકિમણી રૂકમૈયો પ્રભુ
ઉગરે,
કહે બલભદ્ર બાત અજુગતી બડે યો નાહી કરેં,
તબ છાંડદે માધવપુર આયે શ્યામ કારજ સબસરે,
કહેત કૃષ્ણદાસ ગિરધર જોધા મુર્છાઈ ગીરેં.

સાખી. માધવપુર મહિમા ઘણો જ્યાં પરણ્યા શ્રીમાધવરાય,
તાહી કીર્તન કરવા કરો મોહે અક્ષર દ્યો સુરીરાય.

ચાલ. મહિમાતે માધવપુર કેરોરે અતિછે ઘણો અધીકેરો,
લઇ જાન જાદવરાય આવ્યા કોટિ છપ્પન યાદવ
લાવ્યા,
બલદેવને આનંદ ભાવ્યા સુરકોટી તેત્રીશે તેડાવ્યા,
જ્યાં મલ્યા ઋષિ સહસ્ર અઠાશી, બ્રહ્મા કૈલાસના
વાસી,

નૃપ અનંત અને નવનાગ આવ્યા શૌ સુકુટુંબ
સાથને લાવ્યા.

સાખી. સુરનર પન્નગ આવીયાને વર્ત્યો જેજેકાર,
માધવપુર મહિમા ભલો તેનો કહેતાં ન આવે પાર,
રૂપન વન રળીયામણું જ્યાં મંડપ રચીયો સાર,
નંદનવન માંહે વનસ્પતી તે આણીભાર અઢાર.

ચાલ. વનસ્પતિતે ભાર અઢારા આણી ક્ષણ એકમોઝારા,
લીલાવાંશતે ડુંગરકેરા અતિ સરલા સાગશોટેરા,
આંબા આંબલીને સીસોટી બીજાં બહુ કોટમકોટી,
ડમરો મરવોને પારિજાત મંડપ રચીયો તેનાનાભાત,
કદલી સ્થંભ રોપ્યા બહુ રૂડા ચંપક બન બેઠાસુડા,
રાણ નેવરી નેરે બીજેરી વળીવેલ, બહુ જાુદેરી,
તેનો પારતે હું નવ પામું શ્રીકૃષ્ણની લીલા વખાણું,
મંડપ રચ્યો પોતે વિશ્વકર્મા સુરીનરકહે અને બ્રહ્મા.

સાખી. વીશ્વકર્મા મંડપ રચ્યો બહુ જોજન વિસ્તાર,
હરિદળ સર્વે ઉતર્યું ગજરથ તુરી અપાર,
વરઘોડા વેળા થઈ કીધો વર શણગાર,
રવિરથ પાચે અતી ભલા તે આણ્યા તોખાર.

ચાલ. તોરંગ ચઢયા દેવ મોરારીરે આગળ થીયા શીવ
અધીકારી,
પાન ફુલ નાળીઅર સૌ જાુગતેરે આપે ઓધવજી
બહૂ વીગતે,
વાજીંત્રી તે સર્વે તેડાવ્યા દેવદુંદુભી લઇને આવ્યા,
ત્યાં નાચે શબ્દ અતી બાજે વળી ઢાલને સરણાઈ
ગાજે,

શંખનાદ મૃદંગ કરતાલા હરીના જન વજાડે તાલા,
ત્યાં મેનાં રંભાં અતી નાચે વળી બહુ બંદીજન
જાચે.

સાખી. બંદીજન ઉભાં રહ્યાં હુવા પંચવીધી દાન
વળી વીષેશેં આવીયા તેને દઈ બલદેવેં માન.
ત્રીકમ તોરણુ આવીયા સ્વામી સંધ્યાકાળ
રૂષીજન સર્વે એમ ભણે શ્રીહરી કરો વિચાર.
નાના તીરથ જઈ કરી સાંધીએ સંધ્યાકાળ
આને પગલે આવીશું હમણાં શ્રીગોપાળ.

ચાલ. ગોપાલ સુણી ઋષિવાણી એમ બોલ્યાં સારંગપાણી
સ્વામી તવ ચરણુ પરસાયેરે સર્વે તીરથ આવે આંહે.
સર્વે તીરથને કુંડ નીર્મો કર્દમ ગોવીંદને મન ગમ્યો
અતુલ જલ પ્રગટ્યા પ્રવાહ ઋષિજન આનંદ થાવા.
મધુસુદને મુનીને સંતોષ્યા સાસુએ શ્રીહરીને
પોંખ્યા
ગળે ધાટ ધાલી લઈ ચાલી હેમ પાટ બેસાડ્યા લાવી.
મધુપર્ક કરે જદુનાથ રાણી રૂકિમણી સાહ્યો હાથ
મદનફળ વેગે મંગાવો શ્રીહરીને કરગ્રહ કરાવો.

સાખી. મદન ફળ બાધ્યાં માયરે અને કરગ્રહી કીધો નાથ.
રાણી રૂકિમણી સોંપીયાં ભીમકે જોડ્યા હાથ.
બેદી બીધાતા ત્યાંરચી મુખ બોલે વેદ ઉચાર.
શ્રીહરી ચોરી સાંચર્યા મંગલ ગાયે સબ નાર.
વેદી બંદી બંશફુલ નવનવ નુતન પ્રવાલ.
કનક સ્તંભ તોરણુ રચે ચોરી ચઢેજુ મદનગોપાલ.

ચાલ. ચોરી ચઢેંજુ ગોપાલ મુરારીરે દક્ષણ દીસ રૂકિમણી
નારી.
દીનો હાથીવારો સુકુમારી માનો વીધી સંકેત
અતિ ભારી.
દુલેહે દુલહની સુંદર ભારી તાપર કોટી કામનાવારી.

સાખી. આયે બ્રહ્મા સાવિત્રી સહિત ગવરીસહીત મહેશ,
આયે ઈંદ્ર સચીસહિત જહાં પરણુત કૃષ્ણ નરેશ.

ચાલ. જ્યાં પરણુત કૃષ્ણ નરેશા આયે શુક શનકાદિક
શેશા.
આયે ચંદ્રાદિક ગણેશા આયે બ્રહ્માદિક મહેશા.
આયે નારદમુની ઊપદેશા આયે સુરપતી કોટિ
તેંત્રીસા.

સાખી. છપનકોટિ જાદવ જુરે ઉગ્રસેન વસુદેવ,
દેવકી માતા રોહિણી જુવતી જન સબ દેવ.

ચાલ. જુવતી જન જુરીહે અપારા ગાવે વીવીધ મંગલ
ચારા.
વીપ્ર કરતહેં બેદ ઊચારા ઘૃત હોમે અગ્નિમુખ
ધારા.
ભયો ત્રીભોવન જેજેકારા વિવાહે વસુદેવ કુમારા
સર્વે નારી તે મંગલ ગાએરે મંગલ વર્તે તે જદુરાયે
આહુતિ દીએ રૂકિમણી રાણીરે હસ્ત ગ્રહ્યો છે
સારંગપાણી.
બ્રહ્મા વેદભણે વિષેશેરે યજ્ઞ રૂપ જાદવરાય ભેંખે.
પેહેલું મંગલયું વરતાયેરે ત્યાં જુગલ જોડી સોહ્યાયેરે
બીજું મંગલયું વરતાયેરે રૂકમૈયો લાગે હરીને પાયરે

ત્રીજું મંગલયું વરતાયેરે ત્યાં જુવતી જન ગાએરે
ચોથે મંગલયે શાહ્યો પાયરે
મંગલ થીયાં પુરાં ચારયે.

પદ. ત્યાંહ ગર્ગે પરોસ્યો કંસારરે રૂકમૈયો પાટ લાવ્યો
તત્કાલરે.
તે ઉપર મેલ્યો સુવર્ણનો થાળરે ગૌઘૃત સાકર
લઈ સારરે
સાસુ પીરશેતે ચાર વારરે
મીશ્ર કરીને શ્રીભગવાન
રૂકમણીને જમાડે કાન્હરે.

સાખી. મીષ્ટ કરી મધુસુદને જમાડ્યાં રૂકમણી નાર
પછે પીતાંબર લધુ ભણે આરોગ્યા દેવમોરાર.

ચાલ. હરી જમાડે લાડ ગહેલી રૂકિમણી કરશાહ્યો સહેલી
હરી જોયે બદન ઊઘાડયું મુખમાં ચૌદ ભુવન
દેખાડયું.
ત્યારે હસીયો સુરીનરશાથ રૂકમણીએ ખેચી લીધો
હાથ.

સાખી. ચૌદ ભુવન મુખમાં દેખાડયું મોટું કારણ એહ.
રૂકમિણીને પરણ્યા શ્રીહરી માનવ માયા ધરી દેહ.

ચાલ. કુંવર કલેઊ જેવન બેઠે મૈયાકો ગારી દીવાવે
મૈયા હો તેરી ચતુર ભુવનદશ મૈયા ચલી બન
આવે.
ચંચલ ચપળ ચહુદીશ ચીતવત રાખતહેં શુરભારી
મગન ભયે નંદજુકો ઢોટા સુનત સદા મુખગારી.
સખી સહિત સખા શ્રીદામા દેત પરસ્પર તારી.

યહ રસરંગ દેખમન ફુલ્યો તનમન ધન સબવારી.

સાખી. પરની પધારે જદુપતી મંગલ ધુરરી નીશાન
જાચકજન ઘોડે ચઢેં માંગે રહસ્ય બધાઈ દાન.

ચાલ. માંગે રહસ્ય બધાઇ દાનો જાચકજન રાખતમાનો
દીને વાધા વસ્ત્ર બહુદાનો એસો વર ત્રીભોવન
નહીં આનો.
ઝીંત્યો ઝીંત્યો ગોવરધન રાનો જાદો બડો કરી
બખાનો.

રાગ મારૂ. વસુદેવગૃહ વધામણાં જાદોકુલ મોતીયન ચોક
પુરાઇ.
આરતી સાજ સુભદ્રા બેની ધુપદીપ લે આઈ.
બેઠે શ્યામ સિંધાસન રૂકિમણી આરતી લોન કરાઇ
રતન જટિત શીર મુકુટકી શોભા શેષહુ બરની
ન જાઇ.
અધિક બીરાજત દંપતી દોઉ જુવા જુથ ખેલાઈ.
હોત પરસ્પર ખેલન લાગે દોરડો છોડ્યા નવજાઇ.
દોરડો બ્રહ્માજીએ બાંધ્યો ઝીની ગાંઠ દીવાઈ.
વસુદેવહો તેરો પીતા બોલાય તેરેસે ન છોડ્યો જાય
દેવકી મૈયા કયો ન બુલાય તેરેશેં ન છોડ્યો જાય.
બાબાહો તેરો નંદ બુલાય તેરેશેં નવ છોડ્યો જાય
જશોદા મૈયા કયો ન બુલાય તેરેશેં ન છોડ્યો જાય.
બલભદ્ર હો તેરે ભૈયા બુલાય તેરેશે ન છોડ્યો
જાય.
સુભદ્રા બેની કયોંન બુલાય તેરેશે ન છોડ્યો જાય
ઓધવ હો તેરે સખા બુલાય તેરેસં ન છોડ્યો જાય

કુંતાહો તેરી ફુફી બુલાય તેરેસેં ન છોડયો જાય.
દ્રૌપદીહો તેરી ભક્ત બુલાય તેરેસેં ન છોડયો જાય
અર્જુન હો તેરે સખા બુલાય તેરેસેં ન છોડયો જાય
સબ વ્રજવાસી લોગ બુલાય તેરેસેં ન છોડયોજાય
વ્રજવાસીનકો નામ સુનતહીં શીતલ ભયે હરીરાઈ
બીહાપરમ સુખ વીસર ગયે તબ નેનન નીર ભર
આઈ.

વૃંદાવન બંસીબટ જમુનાં મોરલી મધુર બજાઈ.
મોર મુકટ ગુંજા ફલ ભુષણ બાલકેલ સુધી આઈ.
વ્રજવાસીકી પદરજ બ્રહ્મા લે શીર આપ ચઢાઇ.
રોમરોમ બ્રહ્માંડ ખંડમેં તીન બસ ત્રીભુવનરાઈ
વેસારો દીન સિદ્ધ મુહૂર્ત ભીતર ભવન બુલાઈ.
દુગ્ધફેન સિંધાસન ઉપર વરવધુ આયે બેઠાઈ.
પ્રથમ સમાગમ સુરત કેલ રસ નવલ કુંવર નવરાઈ
કરત કુતુહલ અતીસેં બીલસત પ્રીતપરસ્પર ભાઇ
વિશ્વકર્મા રચીપચી દ્વારકા સુવર્ણ શેષ સંગારી
ઘરઘર નવનીધી કલ્પવૃક્ષ તરૂ ઘરઘર ઉપવન
બારી.

કનક અવાસ રતનમણિ મંડીત પાંચહી રંગ સવારી
વ્રજ પીરોજા અધીક બીરાજત વિદ્રુમ ખંભાધારી.
માનક કલશા સ્ફાટિકમની કંગુરામ રક્તમાંઈ.
અગ્ર ધુપ ધુવા નીકસી ઝરોખે માનો ગિરીબાદર
છાંઈ.

પુરનીકો દ્વારામતી સરભાઈ નદી ગોમતી સારી.
શ્રીકૃષ્ણ સમાન દેવ નહીં દૂજો વિપ્રલાત ઉરધારી.

છપન કોટિ જાદવ કુલ ધનધન નિત્ય હરિદર્શન
પાવે.
ધનધન દ્વારામતી દેખન કારન સકલ અમરનીત
આવે.
ચકસો તીરથ નદી ગોમતી ખટ દીન કરે સ્નાન.
નરનારી હોય ચતુર્ભુજ શ્રીપતી રૂપ સમાન.
સોરે સહસ્ર એકશો આગરી નરકાસુર બીધી લાયે.
એકહી મુહર્ત સબહી પરણે પાર બ્રહ્મા તહાં પાયે.
રૂકમણી જાંબુવતી સતભામા સત્યા ભદ્રા રાણી.
લક્ષ્મણા મિત્રવંદા કાલીંદી એ આઠો પટરાણી.
દશદશ પૂત્ર એક એક કન્યા તરૂની તરૂની પ્રતિદીને.
નિરાકાર નિરલેપ નિરંજન સો માયા રસ ભીને.
રૂક્મિણી બીવાહ કહેજન કૃષ્ણો શુને શુનાવે ગાવે.
ધર્મ અર્થ કામને મોક્ષ એ ચારે પદાર્થ પાવે.
ભક્ત હેત અવતાર વિમલજશ ભુતલ લીલાધારી.
શ્રીગિરિધર રાધા વર ઊપર જન કૃષ્ણો બલહારી.

રાગ બિહાગ.

તું વસુદેવ દેવકી જાયો બાબાનંદ મેહેરકો કહાયો
નવરંગી નેહ તીહાંરો સુંદર બસુદેવ કુમારો
( નવરંગી )
લાડા દોઉ બાબા સબ જાને વેતો બેદ પુરાન
બખાને ( નવરંગી )
લાડા જબતુમ ગોકુલ આયે તેરે માત પિતા બંધુ
પાએરે ( નવરંગી )
લાડા સુભદ્રા બેની તીહારી સોતો અર્જુન રૂપ
લોભાની ( નવરંગી )

લાડા કુંતા ફુફી તીહાંરી, વેતો જાયો કરન કુમારી;
( નવરંગી )

લાડા દ્રૌપદી ભક્ત તીહાંરી,
વેતો કહત પંચભરથારી;
લાડા કહતહૈં કાન ગુમાની,
વેતો કુબજા સોં રતી માની.
લાડા ચોરી માખન ખાયે,
તાતે ઉખલ આપ બંધાયે.
ગાવે યેહી હરિજુકી સાસુ,
શ્રોતા સુનીસુની આવે હાંસુ.
ગાવેં ગાવેં હરીજુકી સાળી,
સોતો નવ જોબન મતવારી.
લાડા સોલ સહસ્ર વ્રજનારી,
તાકોં ભેદ કહે બ્રહ્મચારી.

ગાવેં કુંદનપુરકી નારી,
વેતો ગાવત મીઠી ગારી.
લાડા તોકોં ગારી બકો કરી દીજે,
તેરો રૂપ નેન ભરી પીજે.
લાડા ગિરી ગોવર્ધન ધાર્યો,
મઘવાકો ગર્વ નીવાર્યો.
લાડા કાલી મર્દન કીનો,
દાવાનલકો આચમન કીનો.
લાડા કેશી કંસ ગ્રહી માર્યા,
ચાણુર મલ્લ મુષ્ટીક પછાર્યા.
ગારી જોડ કૃષ્નો ગાવે, વેતો રહસ્ય બધાઈ પાવે.
(નવરંગી)

દોરડાનું પદ—રાગ કેદારો.

પ્રથમ બીવાહ બીધી બેહરકી કંકણ ચાર વીચાર
હસી હસી કસી કસી ગાંઠ બનાઈ નવલ કુંવર
વ્રજનાથ.
નવલવર દોરડો નવ છોડ્યો જાય. (૧)
બડે હોય તબ છોડીયો તુમ સુનહો ગોકુલકે કાન્હ
કરજોડી બીનતી કરોં, તુમ લાગો લડેતી જુકે પાય
નવલવર દોરડો નવ છોડયો જાય. (૨)
યહ ન હોય ગીરીકો ધરવો, તુમ સુન હો ગોપીનાથ
મનમેં બહોત કહા બને તુમ કાંપન લાગે હાથ
નવલવર દોરડો નવ છોડયો જાય. (૩)
કમલ કમલ કરી બરનીયો પ્રાણ પ્રિયાકે નાથ
અબ વ્યાકુલ સાચે ભયે અબ કાંપન લાગે હાથ
નવલવર દોરડો નવ છોડયો જાય. (૪)
પ્રથમ પલઠ હરી પલવા બોલે સિંધુ સમાજ
કીલકત હસત સખી મોહનસોં કે લોંડો સકુમાર
નવલવર દોરડો નવ છોડયો જાય (૫)
જ્યોં જ્યોં છુટે દોરડો બાંધ્યો પ્રેમકી ડોર
છોડાયો છુટે નહી હસત મુદિત મુખ મોર
નવલવર દોરડો નવ છોડયો જાય. (૬)
લીલા લલિત મુકુંદકી કરત રસીક રસપાન
યહ જોરી અવીચલ વૃંદાવન ગાવત દાસ કલ્યાન
નવલવર દોરડો નવ છોડયો જાય. (૭)

રાગ ધનાશ્રી.

ધન્યધન્ય દહાડો આજુનો માધવરાય મંદિર
આવ્યારે

સીસુપાલ જરાસંધ જીતીને રાણી રૂકમણી પરણી
લાવ્યારે. (ધન્યધન્ય)
તરીયા તોરણ બાંધીયારે ગજ મોતીડાના ચોક
પુરાયેરે
તેડો ચાર સુહાગણી વર વધુને વધાવોરે. ધન્યધન્ય
આજ આનંદ આજ ઓછવ રૂડા જાદવ કુલમાં
હોએરે
લઘુ પીતાંબરના સ્વામીને દીઠડે ત્રીભોવન મોહેરે.
ધન્યધન્ય

રાગ ચૌદ ભુવનનોરાઝીયાનો

પરણી પધાર્યારે રૂકિમણીમાધવરાય પરણી પધાર્યારે
ધ્વજા પતાકા તોરણેરે, શોભા કહી નવજાય.
માધવપુર આનંદમાંરે, માનુની મંગલગાય.
પરણી પધાર્યારે
દેવનાં દુંદુભી ગડગડેરે, વાજીંત્રનો નહીં પાર
કુસમ વૃષ્ટી વાસવ કરેરે, વરત્યો જયજયકાર.
પરણી પધાર્યારે
વસુદેવ દેવકી હરખીયાંરે, બલદેવ યાદવ સર્વ
જરાશંધ સીશુપાલનોરે, ઊતાર્યો અતી ગર્વ.
પરણી પધાર્યારે
દેવકીજી આવ્યાં પોંખવારે, હેમ કળશ કર ત્યાંય
રૂકિમણી માધવ પોંખીયાંરે,પધરાવ્યા મંદીરમાંય.
પરણી પધાર્યારે
પીતાંબર ધારી પ્રભુનીરે, લીલાવરણી નવજાય
ધન્ય દીવસ તેરશ તણોરે, નીરખ્યા શ્રીમાધવરાય
પરણી પધાર્યારે. રૂકિમણી માધવરાય.
પરણી પધાર્યારે

**પેહુલી વરણાગી ચૈત્ર શુદી ૯ નાં કીર્તન.**

રાગ ધનાશ્રી ( સોયરો )

શ્રીવલભરાજદ્વાર, આજ વધામણાં
સખી આવોને, બેની આવોને, મલી ગાઇએ ગીત
શોયામણાં
મોતીડે થાર ભરી માનુની, મલી વધાવો વ્રજેશ
ધન્ય ધન્ય કુખ અંકાજીએ જાયો, એવા રાય કુંવર
વીઠલેશ (૧)

આજ વધામણાં
વેણાં જંત્ર પખાવજ તાલત્યાં, વાજે રંગ વાજીંત્ર
મહામુની ગાંધર્વ ગુણ ગાયે ત્યાં, નાચે પાત્ર
સંગીત (૨)

તૈલંગ તિલક ત્રીભોવન ધણી, જેને વંદે વેદપુરાણ
ગોકુલ ગોરી ઉલટી નીત્ય વિવાહીતા વલભાણ (૩)
શેવક જનનો સાયબો વાલો, શ્રીવ્રજનો શૃંગાર
ભીમતણાં દુખ ભાંજવા, આવ્યો અઢળક એ
અવતાર (૪)

રાગ ધનાશ્રી ( સોયરો )

અલબેલો ભીનો આવે, લાડો રૂડો લેહરણો
એતો રાજીયોરે એતો રાજીયો ગોકુલકેરો ચંદ
સજન ઘેર શોયરો
વાઘા અંગ બીરાજતારે, શોભીતા શીંગાર;
કુશમમાલ મુકતાહાર ગુંજા હિંડોલીયો ગલેહાર.
જાનૈયા જુગ ઉપરે શ્રીગોપેંદ્રલાલ ગંભીર;
વલભ કુંવર વરણાગીઓ આવે વરરાજાનો વીર.

લાડો પરણે લાડસોં એવાં ગોકુલ ગડેડે નીશાન;
દારિદ્ર ભાંજ્યાં ભીમનાં એને નીત નીત કીધો
નીહાલ.

રાગ ધનાશ્રી (સોયરો)

શ્રીવલભ રાજ કુમાર તે કાંઈ કીધુંરે;
મારૂ ચીતવત ગોકુલ ચંદ હરીમન લીધું રે.
શ્રીવલભરાજ.
ગીરધારીએ ઘેલી કરી મુને આજ ન ભાવે અન્ન
માત અંકાજીનો કુંવર લાડીલો તેસું વાધ્યું મારૂં મન.
તે કાંઇ કીધુંરે.
લોભાણો લોભી રહ્યો એવો રાજકુંવર રંગરેલ;
દુલેહો ઠાકોર ભીમનો મારી અરજ સુણો અલબેલ.
તે કાંઈ કીધુંરે.

બ્રહ્મકુંડ ઉપર બોલવાનું પદ.

રાગ મારૂ.

રાધે જુ નવદુલહીં પ્યારી રાધેજુ નવદુલેહીં;
માનો તરૂન તમાલસોં મીલ કંચન બેલ હુલસહીં
( પ્યારી રાધેજુ )
રૂપ ભુજ જુવરાજ બીરાજત, વયકીશોર સમતુલહીં
મદનમોહન પીયા સ્યામ સુદંપતી, જો જીય હુતી
સોલહી ( પ્યારી રાધેજુ )

વરણાગી પાછી પધારતાં કીર્તનનો ક્રમ દુલેહેના પદ.
તથા શેહરાનાં

રાગ ખમાચ.

અજોધ્યાકો છત્રપતી બ્યાહન આયોરી;
લાડલીકો નીકો બન્યો બ્યાહન આયોરી.

અપને મેહલમેં ગનેશ બીડાયે, આછે આછે લગન
લીખાયોરી; અજોધ્યાકો છત્રપતી બ્યાહન આયોરી.
લાઇરી માલનીયા હાર ચંબેલી રઘુવર શેહરો
ગુંથાયોરી–અજોધ્યાકો,
દેશદેશકે ભુપત તેડાયે કોન યહ ધનુષ્ય તોડાયોરી
અજોધ્યાકો છત્રપતી બ્યાહન આયોરી (૨)
તુલસીદાસ પ્રભુ અજોધ્યા નગીરી ભાગ્ય બડે તેં
પાયોરી
અજોધ્યાકો છત્રપતી બ્યાહન આયોરી (૪)

શેહરાના પદ રાગ ખમાચ.

અબગુંથ લાઇરી માલનીયાં સેહરો (બેવાર)
શુભ ઘડી, શુભ દીન, શુભ યહ મૂરત;
લાગ્યો બનાસોં નેહરો.
અબગુંથ લાઇરી માલનીયાં શેહરો (૧)
હાર ચંબેલી ગુલાબ નિવારો
બેહકત આવે કેવરો
બના બન્યો શ્રીનવલ વલ્લભ પ્રીય
શ્રીગોકુલમેં ગેહરો.
અબ ગુંથલાઇરી માલનીયાં શેહરો (૨)

દુલેહેના પદ રાગ મારૂ.

એરી ચલ દુલેહો દેખન જાઈ (બેવાર)
સુંદર સ્યામ માધુરી મૂરત; અખીયાં નીરખ શીરાઈ.
એરીચલ દુલેહો દેખન જાઈ (૧)
જુરી આઈ વ્રજનારી નવેલી.
મોંહન દીસ મુસકાઈ;

મોર બન્યો સીર કાનન કુંડલ.
મરવટ મુખહી સુહાઇ,
એરીચલ દુલેહો દેખન જાઈ (૨)

પેહરે બશન જરકસી ભુખન
અંગ અંગ સુખદાંઈ;
તેસીય બની બરાત છબીલી
જગમગ રંગ ચુચાઈ.
એરીચલ દુલેહો દેખન જાઈ (૩)

ગોપ સખા સરોવર મય પુલે કમલ પરમ લપટાઈ
નંદદાસ ગોપીનકે દગ અલી દેખનકો અકુલાઈ
એરીચલ દુલેહો દેખન જાઈ (૪)

રાગ જંગલો ત્રેતાલ.

માઇ મેરો લાલ બના બન આયો.
રતન જટીતકો શીશ શેહરો; ગજ મોતીન ગુંથ બનાયો.
માઇ મેરો લાલ બના બન આયો. (૧)

નંદરાયકો કુંવર લાડીલો જશોમતી લાડ લડાયો;
રસિક પ્રીતમકી બાનીક નીરખત,
રોમ રોમ સુખ છાયો. માઇ મેરો લાલ બના બન આયો. (૨)

ચૈત્ર શુદી ૧૦ બીજી વરણાગીના પદ.

રાગ ધનાશ્રી તાલ આડો ચોતાલ.

ગીરધર વર વરણાગીયો સુંદર શ્યામ શરીરવાલો
રૂપ લક્ષણ ગુણ શું કહું જોતાં ન રહે મનધીરવાલો
(૧) ગીરધર

હું વારીરાજ પાગ લટપટી જરકસી, શોંધે ભીના
કેશવાલો
કાને કુંડલ જળહળે કેશરી તીલક સુદેશવાલો.
(૨) ગીરધર

હું વારીરાજ નકવેશર લટકી રહ્યુંરે મધુરો વાયો
વંશવાલો
ચપલ નયન જોઇ મન ઠરે મોર પીંછ અવતં સ-
વાલો. (૩) ગીરધર

હું વારીરાજ મુંદરડી હેમ જરાવકી પોંહચી લટકે
પાનવાલો
પાયે જેહર વાજીયાં વ્રજનો જીવન પ્રાણવાલો.
(૪) ગીરધર

હું વારીરાજ લલિત ત્રીભંગી શ્રીનાથજી ઉર ગુંજા
બનમાલ વાલો
પીત બસન કટી મેખળા કીંકણી કુનીત રશાલવાલો
(૫) ગીરધર

હું વારીરાજ વૃંદાવન રાજતસદા શ્રીજમુનાંજીને
તીરવાલો.
કુસમદ્રુમ નવમલ્લીકા સુખ જોઇ ત્રીવીધ સમીર
વાલો. (૬) ગીરધર

હું વારીરાજ નંદકુંવર વરણાગીયો સુભગ કુંવરી
બ્રખભાન લાડીલી
રાજત જોડી શુભ અભીનવી ત્રીભોવનસમો નહી
આનવાલો. (૭) ગીરધર

હું વારીરાજ બીલસત ગોપીવૃંદમાં સુખસંપત
નીસવાસ

વાહલો સર્વસ્વ વારો વારણે સુખ જોઇ વલભદાસ
વાલો. (૮) ગીરધર

બ્રહ્મકુંડ ઉપર બોલવાનું પદ શુદી ૧૦

રાગ બિહાગ.

કુંજ ભવનમેં મંગલ ચાર કુંજભવનમેં મંગલ ચાર
નવદુલહની બ્રખભાન નંદની
નવ દુલેહો વ્રજરાજ કુમાર (કુંજ ભવન)
નયે નયે પુષ્પ ગુંજાકે તોરણ,
નવ પલવકી બંધનવાર
ચોરી કદમ ખંડ બંશીબટ
સઘન લતામંડપ વીસ્તાર (કુંજ ભવનમેં)
કરત બેદ ધુની વીપ્ર મધુપગન
કોકીલ ત્રય ગાવત ગુનસાર;
દીની ભુરદાસ પરમાનંદ,
પ્રેમભક્તી રત્નકો હાર. (કુંજ ભવનમેં)

વરણાગી પાછી ફરે ત્યારે બોલવાના પદ શુદ ૧૦

રાગ મારૂ.

દુલેહે હો બની આયો સુંદર દુલહે હો બની આયો
રતન જટીતકો શીશ શેહરો
ગજમોતીન ગુંથ બનાયો. સુંદર દુલેહે હો
બાગો લાલ સુનેરી છાપો,
હરી ઈજાર બીર છાયો.
રામદાશ પ્રભુ ચઢી ઘોડાપર,
સબકો હીયો શીરાયો. સુંદર દુલેહે હો

રાગ સમે અનુસાર.

તું બનરારે બની બની આયો,
મો મન ભાયો, સુખ ઊપજાયો,
અતી ઊતંગ નીલી ઘોડી ચઢ, ધરેં શીશ શેહરો
અતી સુંદર, અંગ સુગંધ લગાયો;
અપને સંગ સકલજન શોહત
તીલક લલાટ બનાયો.
રસિકપ્રીતમ બલહારી તેરી
ઊઠકર અંગ લગાયો તું બનરારે.

રાગ રાયસો. શેહરાનું પદ.

શોહેં શીશ સુહાવનો દીન દુલહે તેરે.
મણી મોતીનકો શેહરો શોહે બસ્યો મન મેરે (૧)
મુખ પુન્યોકો ચંદહૈં મુક્તા ફલવારે.
ઉનકે નયન ચકોરહૈં એ સબ દેખન હારે (૨)
પાઘ બનીસો દેખકે બાવરી બનીઆઈ.
પરમ આગરી રૂપ નાગરી એ સબ દેખન આઇ (૩)
દુલહની રેન સુહાગરી દુલેહો વર પાયો
નંદલાલકો શેહરો પરમાનંદ ગાયો. (૪)

રાગ નાયકી શેહરાનું પદ.

અરી હોવારી ડારો તનમન ધન લાલનપર
નવલલાલ શીશ સેહરો લટકી રહ્યો રતનપેચ
સીર શુભગ સંવારો (૧)
ભાલ બીશાલ તીલક મૃગમદકો
અલકે સોહે ઘુઘરવારી.

